॥ श्रीकृष्णः शरणं मम ॥

ખ્યાનમાળા: મણકો ૫ મો.

# ીકૃષ્ણ લીલા.



રચનાર,

ફુલચંદ ઝવેરદાસ શાહ.

ઘીયાપોળ—નડીઆદ.

ૐ

॥ तत् सत परमात्मने नमः ॥

# શ્રીકૃષ્ણ લીલા.

આખ્યાનઃ મણુકો ૫ મો.

લલિત લીલા ગોકુલમાં, કરતા શ્રીગોપાલ;
પ્રેમભક્તિ ઉરમાં ભરે. ભૂમંડલ ભૂપાલ.


રચનાર,
કવિ-ચિત્રકાર,
ફુલચંદ ઝવેરદાસ શાહ.
ઘોરાપોળ—નડીઆદ.



: પ્રકાશક ::
બાલુભાઈ ફુલચંદ શાહ.
ઘોરાપોળ—નડીઆદ.


કિંમત. રૂ. ૦—૨—૦

॥ श्रीकृष्णः शरणं मम ॥

# શ્રી કૃષ્ણલીલા.

## મંગલાચરણ.

स्तनं धयन्तं जननी मुखाब्जं ।
विलोक्य मंदस्मितमुज्ज्वलाङ्गम् ।
स्पृशन्तमन्यं स्तनमङ्गुलिभि
र्वन्दे यशोदाङ्कगतं मुकुन्दम् ॥

## મંગલાષ્ટક.

૧

જન્મી મધુપુરીમહીં પૂરણાવતારી,
ગોકુલમાં જઇ વસ્યા વ્રજના વિહારી;
લીલા લલિત કરી પ્રાકૃત દેહધારી,
એ કૃષ્ણના ચરણમાં મતિ હો અમારી.

૨

સંહારી માશી પૂતના સ્તનપાન સાથે,
માર્યો તૃણાવરત દાનવને શ્રીનાથે;
વિકાસીને વદન વિશ્વ દીધું બતાવી,
એ કૃષ્ણના ચરણમાં નમું પ્રેમ લાવી.

૩

વૃક્ષો ઉખાડી યમલાર્જુન મુક્ત કીધા,
વત્સાદિ રાક્ષસતણા પણ પ્રાણ લીધા;
માયા રચી અજતણું અભિમાન તોડયું,
એ કૃષ્ણના ચરણમાં અમ ચિત્ત જોડયું.

૪

ચોરી બધેથી મહી માખણ સ્વાદ ચાખ્યો,
કાલિંદી તીરમહિં કાલિય નાગ નાથ્યો;
દાવાનલેથી ગઉગોપ લીધાં બચાવી,
એ કૃષ્ણના ચરણમાં નમું પ્રેમ લાવી.

૫

માણ્યો મહોત્સવ રૂડો ગિરિરાજકેરો,
દેવેંદ્ર કોપી ઘનવૃષ્ટિ કરે ઘણેરો;
નામાભિધાન કર્યું સાર્થક ગિરિધારી.
એ કૃષ્ણના ચરણમાં નમું પ્રેમ લાવી.

૬

ગોપીતણાં ચીર હરી વરદાન દીધાં,
બંસી બજાવી સહુનાં ચિત્ત ચોરી લીધાં;
ગોપાલ નામ ધરીને ગઉધેન ચારી,
એ કૃષ્ણના ચરણમાં મતિ હો હમારી.

૭

રાત્રી રૂડી શરદની અજવાળી આવી,
વૃંદાવને રમત રાસતણી જમાવી;
ખેલી રહ્યા રમણરૂપ અનેકધારી,
એ કૃષ્ણના ચરણમાં મતિ હો હમારી.

૮

અદૃશ્ય થૈ વિરહ વ્યાકુળતા વધારી,
પાછા થયા પ્રકટ વિશ્વતણા વિહારી;
કુંજેમહીં યુગલગીત રૂડાં ગવાયે,
એ કૃષ્ણના ચરણમાં મન મગ્ન થાયે.

---

(ધૂન)

જય ગોવિંદ માધવ ગિરિધારી;
કૃષ્ણચરણકી બલિહારી.

---

ગોકુલમાં પ્રકટયા પ્રભુ અહોભાગ્ય સૌ મુખથી ભણે;
આનંદ ઉત્સવ થઇ રહ્યા શ્રીનંદજીને આંગણે.
પણ કંસના ચિત્તમાં નિરંતર હોળી ચિંતાની બળે;
કરતાં પ્રયત્ન હજાર વિધિના લેખ નવ કોથી ટળે!

શ્રી વસુદેવ-દેવકીજીને કારાગૃહમાં નાંખીને ક્રૂર કંસે અત્યંત નિર્દયતા ચલાવી, પરંતુ આખરે આકાશવાણી દ્વારા થએલી સૂચના પ્રમાણે એના કાળરૂપ શ્રીકૃષ્ણ તો ગોકુલમાં નંદજીને ઘેર સહીસ-

લામત પ્હોંચી ગયા; એટલે કંસ હાથ ઘસતો રહ્યો. ગોકુલમાં પ્રભુના પ્રાકટ્ય નિમિત્તે નંદજીને ઘેર મંગલ ઉત્સવ થાય છે અને મથુરાંના રાજમહેલમાં લમણે હાથ દઇને બેઠેલા કંસનું હૈયું બળીને ખાખ થઈ જાય છે; તેથીઃ—

બોલાવી પૂતનાને, નિર્દય કંસે સૂચના એ આપી;
વ્રજવાડીની સઘળી, ખીલતી કળિયો છુંદાવતો પાપી.

રાક્ષસી પૂતનાને કંસે બોલાવીને એવી સૂચના આપી દીધી કે, " તું વ્રજમંડળમાં ઘેરેઘેર ફરીને જેટલાં ધાવણાં બાળક જન્મ્યાં હોય, તે સર્વને વિષપાન કરાવીને પરલોકમાં પ્હોંચાડી દે; વ્રજવાડીની ખીલતી તમામ કળિયોને છૂંદી નાંખ. " કંસની આવી આજ્ઞા થતાંની સાથેજઃ—

જન્મેલાં બાળકો ન્હાનાં, જ્યાં જ્યાં દૃષ્ટિથી દેખતી;
પાપિણી પૂતના સૌને, વિષપાન કરાવતી.

પાપિણી પૂતના આવું પાપકર્મ કરવા માટે ત્યાંથી નીકળીને વ્રજભૂમિમાં ફરવા લાગી અને બિચારાં નિર્દોષ બાળકોને વિષ ધવરાવીને બાળહત્યા કરવા લાગી.

**પૂતનાવધઃ**

માયાવી રૂપ ધરતી પૂતના અનેરાં,
નિર્દોષ બાળ હણતી વ્રજભૂમિ કેરાં;
દેવાંગના બની ફરી રહી નંદ ધામે,
લીધા શ્રીબાલહરિને ધવરાવવાને.

નાનાપ્રકારનાં માયાવીરૂપ ધારણ કરીને વ્રજભૂમિમાં અનેક બાળકોને હણતી આ પાપિણી પૂતના, ફરતી ફરતી ગોકુલમાં આવી અને દેવાંગના જેવી બનીને નંદજીના આ ગણુ માં ઉભી રહી. બાલમુકુંદે તેને જોઈને પોતાનાં નયનકમલ બીડી દીધાં, તોપણ મૂર્ખમાણસ જેમ દોરડી સમજીને સતેલા સર્પને લઈલે, તેમ તે પૂતનાએ કાળના કાળરૂપ એવા બાલરૂપ ભગવાનને પોતાના ખોળામાં લીધાઃ પરંતુ—

ઝેરે ભર્યાં સ્તન જહાં મુખમાંહી દીધા,
ચૂસી ચૂસી ઠગણીના ઝટ પ્રાણ લીધા;
શિલાસમી પડી નીચે ત્યહીં મૃત્યુ પામી,
ખેલી રહ્યા શરીર ઉપર વિશ્વ સ્વામી !

પૂતનાએ પોતાના ઝેરથી ભરેલા સ્તન જેવા ભગવાનના મુખ આગળ ધર્યા, કે તરતજ પોતે બે હાથે જોરથી દબાવીને એવા ચૂસી નાંખ્યા, કે તે પાપિણીની આંખો ઉંચી ચઢી ગઈ અને હાથપગ પછાડતી મૃત્યુપામીને ધરતી ઉપર પડી.

ઉગ્રદંત લાંબા હળ જેવા છિદ્ર નાકનાં ગુફા સમાન,
સ્તન ઉંચી ટેકરીઓ જાણે કઠીન પર્વતના પાષાણ;
ઉદર નીર વિનાનો ખાડો ઉંડા કુવા જેવી આંખો,
નિતંબ કાંઠા નદીતણા ને સાથળ બાંધેલી સડકો.

હળના જેવી ઉગ્ર લાંબી દાઢોવાળી, ગુફા જેવાં નાકનાં છિદ્રવાળી, ઉંચી ઉંચી પર્વતની ટેકરીઓ જેવા સ્તનવાળી અને મહાપ્રચંડ દેહવાળી પૂતના, પોતાના મૂળ સ્વરૂપમાંજ નંદજીના આંગણા વચ્ચે પડી. પછી—

ગોવાળોએ થઇ ભેગા, અંગો એ રાક્ષસીતણાં;
કુહાડે કાપીને બાળ્યાં, કરીને કાષ્ટ એકઠાં.

એના પર્વત જેવડા શરીરના કટકા કરી કરીને ગોવાળોએ તેને બાળી.

**શકટવધ:**

નક્ષત્ર યોગ મહીં ઉત્સવ લ્હાવ લીધો,
મંત્રો ભણી હરિતણો અભિષેક કીધો;
મીંચે પ્રભુ કમલ લોચન લાગ સાધી,
ગાડા તળે તરત ઝોળી બનાવી બાંધી.

હવે જ્યારે ભગવાન પડખુ ફેરવતાં શીખ્યા, ત્યારે તે નિમિત્તે ઉત્સવ કરવા સારૂ નંદ-યશોદા ગોવાળ પાસે ગાડાં જોડાવીને ગામ બહાર નીસર્યા. શુભ નક્ષત્રયોગમાં બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું. ત્યાં ભગવાનની આંખો ઉંઘથી ઘેરાતી જોઇને શ્રી યશોદાજીએ તરત જ ગાડાની નીચે ઝોળી બનાવીને તેમને પોઢાડ્યા. પણ—

પોઢાડીને દૂર ખસ્યાં જરી માત જ્યારે,
વાળ્યું ઉંધું શકટ પાદતણા પ્રહારે;

યશોદાજી ત્યાંથી જરા વેગળાં ખસ્યાં, કે તેમણે પોતાના ન્હાના ન્હાના સુકોમલ પાયના પ્રહારવડે કરીને ગાડું ઉંધું વાળી દીધું; અંદર મૂકેલાં વાસણુ કુસણુ બધાં ભાંગીને ભૂકો થઇ ગયાં અને પૈડાં સાથે ધરી ધોસરૂં વીખાઇને વેગળાં પડયાં !

**તૃણાવર્ત્તવધ:**

નામે તૃણાવરત દાનવ એક આવ્યો,
વંટોળિયો પવન ગોકુલમાંહિ વાયો;
અંધારૂ ઘોર કરી ધળ બહુ ઉરાડી,
વેગે ગયો ગગનમાં પ્રભુને ઉપાડી.

એક દિવસ કંસે મોકલેલો તૃણાવર્ત્ત નામનો દૈત્ય, વંટોળિયા પવનરૂપે ગોકુલમાં આવીને ધૂળ ઉરાડવા લાગ્યો અને આજુબાજુ અંધારૂં ઘોર કરીને, નંદજીના આંગણામાં રમતા બાલકૃષ્ણને લઇને આકાશમાં ઉડી ગયો. પણ—

ભારે અતિશય બન્યા ભગવાન જ્યારે,
ચાલ્યું ન જોર ગતિભંગ થઇજ ત્યારે;
આકાશમાંથી પટકયો ગળચી દબાવી,
એ કૃષ્ણના ચરણમાં નમું પ્રેમ લાવી.

વંટોળિયાનું રૂપ ધારણ કરનારો રાક્ષસ ભગવાનને લઇને આકાશમાં ઉડયો તો ખરો, પણ ભગવાન એટલા બધા ભારે બની ગયા, કે તેનાથી બ્રહ્માંડના નાથનો ભાર ઉચકી શકાયોજ નહિ; તેની ઉડવાની શક્તિ ક્ષીણ થઇ ગઇ અને શ્રીહરિએ તો તેની ગળચી દબાવીને ઠેઠ આકાશમાંથી નીચે પટકી દીધો.

**વિશ્વદર્શન:**

એક સમય હરિ હલધર સાથે,
હસતા તાળી દઇને હાથે;
આંગણિયામાં રે ખેલે.

માટીનું ઢેફું ત્યાં દીઠું,
મોહનને મન લાગ્યું મીઠું;
ધીમે રહીને રે લીધું.

બલભદ્રે અધીરા બહુ થઈને,
કહ્યું યશોદાજીને જઈને;
'કૃષ્ણે માટી રે ખાધી."

ઉતાવળાં માતાજી આવે,
પકડી હાથ પ્રભુને ધમકાવે;
"તેં કયમ માટી રે ખાધી."

એક દિવસ આંગણામાં હરિ-હલધર બંને ખેલતા હતા; ત્યાં પડી રહેલું માટીનું ઢેફું શ્રીકૃષ્ણે ધીમે રહીને હાથમાં લીધું અને આજુબાજુ દૃષ્ટિ કરીને જેવા મુખમાં મૂકવા જાય છે, કે બલભદ્ર ઉતાવળા ઉતાવળા જઇને શ્રીયશોદાજીને કહી આવ્યા, કે " મા ! કૃષ્ણે માટી ખાધી. " બલભદ્રનું કહેવું સાંભળીને યશોદાજી ત્યાં આવ્યાં અને પ્રભુના હાથ ઝાલીને ધમકાવવા લાગ્યાં—

"નાના," કહી હરિ માથું ધુણાવે,
આંખમહીં આંસુડાં લાવે;
"મેં નથી માટી રે ખાધી."

યશોદાજી કહે, "હું નવ માનું,
તારા ઢોંગ બધા હું જાણું;
માર્યા વિણુ ના રે મૂકું."

"મારો શીદ મુજને માતાજી,
મેં નથી માટી જરીએ ખાધી;
સાચે સાચું રે કહું છું."

યશોદાજીની પાસે, ગળગળા થઇને, આંખો લુછતા ભગવાન કહે છે, "મેં માટી નથી ખાધી."

યશોદાજી કહે, "ધુતારા, તારા ઢોંગ હું બધા જાણું છું આજે તને માર્યા વિના છોડનારી નથી." કૃષ્ણ વિલુ મુખ કરીને જવાબ આપે છે, કે "મેં જરાય માટી નથી ખાધી; હું સાચેસાચું કહું છું."

"સાચી વાત હશે જો તારી,
તો નથી હું શિક્ષા કરનારી;
ઉઘાડ તારૂં રે મોઢું."

યશોદાજી કહે છે, "એમ તો હું ન માનું, તારૂં, મોઢું મને દેખાડ!"

સુણી વચન હરિએ મુખ ફાડયું,
વિશ્વ સમસ્ત મહીં દેખાડયું;
માત અચંબો રે પામ્યાં!

**માતાજીનાં વચન સાંભળીને જેવું પ્રભુએ પોતાનું મુખારવિંદ પ્હોળું કર્યું કે સ્થાવર જંગમ જગત્ અને આકાશ પાતાળ બધુંએ તેમાં દેખાવા લાગ્યું. ભગવાનના ન્હાના સરખા મુખમાં વિશ્વ સમસ્તને સમાયલું જોઇને માતાજી આશ્ચર્ય પામી ગયાં-સ્તબ્ધ બનીગયાં!**

માખણચોરીઃ

મૂક્યું ચૂલે ઉકળવા પય દોહી તાંબું,
તાપે ઉનું થઇ બધું ઉભરાયું ઝાઝું;
ઉતાવળાં તહીં યશોમતી જાય દોડી,
ખાતા મહિ હરિ શીંકે ચઢી માટ ફોડી!

એક વખત શ્રી યશોદાજી ભગવાનને ખોળામાં બેસાડીને ધવરાવતાં હતાં, એટલામાં ચૂલા ઉપર ઉનું કરવા માટે મૂકેલું દુધ ઉભરાઇ જતું જોઈને ઉતાવળાં તે તરફ ગયાં, એટલે પ્રભુ પોતે રીસ ચઢાવીને, ખાંડણિયા ઉપર ચઢયા અને શીંકે મૂકેલી ગોરસની મટુકી કાણી કરીને તેમાંથી નીકળતી ધારા મુખમાં ઝીલવા લાગ્યા. આ પ્રમાણે કરતાં તેમના હોઠ અને ગાલ ખરડાયા છે અને આખા અંગ ઉપર મહિના રેલા ચાલી રહ્યા છે; એવામાં

દીઠાં જહાં જનનીને જરી વેગળેથી,
નાઠા હડી મૂકી હરિ ભય પામી તેથી;
પૂઠે પડયાં પણ પ્રભુ નવ હાથ આવે,
વિચિત્ર ફેરકુદડી લઈને થકાવે.

માતાજીને જોવાં વેગળેથી આવતાં દીઠાં કે ખાંડણિયા ઉપરથી નીચે કૂદકો મારીને પ્રભુ નાઠા. માતાજી તેમને પકડવાને માટે પાછળ દોડયાં, પણ પોતે આડી અવળી વિચિત્ર ફેર કુદડીઓ લઇને તેમને થકવી નાંખ્યાં અને કયમે કર્યા હાથમાં આવ્યા નહિ. મોટા મોટા તપસ્વીઓનાં મન પણ જેમના વેગને પ્હોંચી શકતાં નથી, એવા પ્રભુના વેગને યશોદાજી શી રીતે પ્હોંચી શકે ? આખરે—

આપી ઘણો શ્રમ પછી હરજી અલાયા,
વિલું કર્યું વદન જેમ જણાય ડાહ્યા;
માતા યશોમતી કરે કર આંધવાનું,
બંધાયે ના પડતું દામણુ ન્હાનું ન્હાનું !

માતાજીને ઘણો શ્રમ આપીને અંતે ભગવાન પોતે પોતાની મેળેજ ઝલાઇ ગયા અને વિલુ મ્હોં કરીને આંખમાંનું અંજન લ્હોતા લ્હોતા, વિહ્વલ નેત્રે જોતા જોતા, ડાહ્યા ડમરા થઇને ત્યાં ઉભા રહ્યા, એટલે યશોદાજી તેમને દોરડાવતી બાંધવા લાગ્યાં; પણ ગાંઠ વાળતી વખતે દોરડું બે આંગળ ટૂંકુ પડયું; બીજું સાંધ્યું તો તે પણ ટૂંકુ પડયું, છેવટે ઘણાં દોરડાં સાંધીને તેમને ખાંડણિયા સાથે બાંધ્યા અને પછી પોતાને કામે વળગ્યાં.

**યમલાર્જુનમોક્ષ:**

દોરી વીંટી ઉખળને કટીબંધ કીધા,
**દામોદરે** નળ-કુબેર ઉઠાડી દીધા;

પૂર્વે નળ-કુબેર અને મણિગ્રીવ નામના બે કુબેરના પુત્રો નારદજીના શાપ વડે કરીને નંદજીના આંગણામાં વૃક્ષ થઇને રહેતા હતા, તેમના અનુગ્રહાર્થે શ્રી ભગવાન પોતે બંને વૃક્ષોની વચ્ચે થઇને નીકળ્યા; ત્યાં ખાંડણિયો આડો આવી જવાથી, આચકો મારતાંની સાથેજ બંને વૃક્ષો મૂળમાંથી ઉખડીને નીચે પડયાં અને બંને દેવતાઓઃ—

**તેજસ્વી રૂપ ફરી પૂર્વતણુંજ પામી,**
**સ્તુતિ પ્રણામ કરતા બહુ શીશનામી.**

આ બંને દેવતાઓ પોતાનાં તેજસ્વી સ્વરૂપ ધારણ કરીને પ્રભુની સ્તુતિ કરવા લાગ્યાઃ

નમો ભગવતે વાસુદેવાય.
સનાતન બ્રહ્મ પરમ પુરૂષાય—નમો૦
અમ રસના મધુરી વાણીથી આપ વિમલ યશ ગાય,
કથા કીર્તન કાને સંભળાય—નમો૦
અમ હાથ નાથની સેવા પૂજા કરવામાં વપરાય,
હૃદયમાં મંગલ ધ્યાન ધરાય—નમો૦
અમ મસ્તક આપતણા પદપંકજમાં રહો નમતું સદાય,
દૃષ્ટિ દર્શને સફલ થઈ જાય—નમો૦

બંને દેવતાઓ હાથ જોડીને ભગવાનની સ્તુતિ કરે છે, કે "હે વાસુદેવ ! હે સનાતન બ્રહ્મ ! આપના પવિત્ર પાદારવિંદમાં સાષ્ટાંગ પ્રણામ હો. અમારી રસના હંમેશાં મધુરી વાણીથી આપના વિમલ યશ ગાવામાં તત્પર હો ! અમારા કાન આપની પવિત્ર કથા શ્રવણ કરવામાં તત્પર હો ! અમારા હાથ આપની સેવા કરવામાં અને હૃદય આપની મંગળ મૂર્તિનું ધ્યાન ધરવામાં પ્રવૃત્ત હો ! અમારાં મસ્તક આપના ચરણ કમલમાં પ્રણામ કરવાને નિરંતર નમતાં રહો ! અને અમારાં લોચન સદાસર્વદા આપનાં દર્શન કરીને કૃતાર્થ થાઓ !" આ પ્રમાણે સ્તુતિ કરતા તે બન્ને ભગવાનની પ્રદક્ષિણા કરીને વારંવાર પ્રણામ કરતા ઉત્તર દિશામાં ચાલ્યા ગયા.

**વત્સાસુરવધઃ**

વૃંદાવને હરિ રહ્યા ગઉધેન ચારી,
જ્યાં ચોપ માલતણી મંડળી જાસી સારી;

ત્યાં વત્સ રૂપ લઈ દાનવ એક આવ્યો,
પૂંછેથી પુચ્છ પકડી હરિએ પછાડયો.

એક વખત પ્રભુ પોતે ગોપબાલની સાથે વૃંદાવનમાં વાછ-ડાંને ચરાવતા હતા, ત્યાં વત્સાસુર નામનો દૈત્ય વાછડાનું રૂપ ધારણ કરીને ટોળામાં ભળી ગયો, પરંતુ ભગવાને તેને તરતજ ઓળખી લીધો અને પૂછડું ઝાલીને જોરથી વૃક્ષ સાથે પટકી દીધો.

**બકાસુરવધઃ**

ચાલ્યા પીવા જળ પછી સહુ ગોપ બાળો,
વચ્ચે બકાસુર પડયો તીણી ચાંચવાળો;
જ્યાં ઝઝના શઢસમી ફફડાવી પાંખો,
કે ચાંચ પ્હોળી કરીને ઝટ ચીરી નાંખ્યો !

સર્વ ગોપબાલની સાથે પ્રભુને આવતા જોઇને પોતાની વહાણના શઢ જેવી વિશાળ પાંખોને ફફડાવતો બકાસુર દૈત્ય સામો આવ્યો, પરંતુ તેની તીક્ષ્ણ ચાંચને બે હાથે પકડીને ઝડપથી પ્હોળી કરી ત્યાંને ત્યાંજ ચીરી નાંખ્યો.

**અઘાસુરવધઃ**

દીઠો અઘાસુર મહા વળી જે અનાડી,
માર્ગે સૂતો ગિરિગુફાસમ મુખ ફાડી;
પેસી ગયા ઉદરમાં સહુ ગોપ જ્યારે,
કીધો પ્રવેશ પ્રભુએ મુખમાંહિ ત્યારે.

શ્રીકૃષ્ણને તેમના ગોઠિયાઓસહિત ગળી જવાની ઇચ્છાથી અજગરનું રૂપ લઇને અઘાસુર નામનો દૈત્ય પર્વતની ગુફા જેવું

પોતાનું મુખ ફાડીને માર્ગ વચ્ચે સૂતો હતો. ગોપબાલકો તેને ગુફા જાણીને ભૂલથી અંદર પેઠા, એટલે ભગવાને વિચાર કર્યો કે, "હવે હું આનો ઉપાય નહિ કરૂં તો બધા તેના પેટમાં પ્હોંચી જશે," તેથી પોતે પણ સૌથી છેલ્લા અંદર પેઠા, અને–

વિસ્તારી દેહ પળમાં ગુંગળાવી દીધો,
રૂંધીજ શ્વાસ કરી વ્યાકુળ પ્રાણ લીધો;
જે પંચ વર્ષ વયમાં બળ આ બતાવે,
એ કૃષ્ણના ચરણમાં નમું ભક્તિભાવે.

જેમણે પોતાનું વિરાટ સ્વરૂપ ધારણ કરીને ત્રણ ડગલાંમાં બ્રહ્માંડ માપી લીધું હતું, એવા શ્રીહરિએ અંદર જઇને પોતાનું રૂપ એટલું બધું વિસ્તારી દીધું કે તે બિચારો ગુંગળાઈ ગયો અને અંદર ભરાઇ રહેલો પવન તેનું બ્રહ્મરંધ્ર ફાડી નાંખીને બહાર નીકળી ગયો. આ પ્રમાણે પાંચ વર્ષની વયમાંજ જેમણે આવાં આવાં પરાક્રમો કર્યા, એવા શ્રીકૃષ્ણના ચરણકમલમાં અમારા સાષ્ટાંગ પ્રણામ હો, પ્રણામ હો !

**(ધૂન)** જય જયજસોદાનંદનકી.

શુકલ પક્ષમાં ચંદ્રની કલાજ વધતી જાય;
હરિ હલધર ગોકુલમાં ઉછરી મોટા થાય.
નંદ યશોદા બહુ કરે કહાન કુંવરને લાડ;
નિત્ય નિત્ય ન્હોરી લાવતા વાટેથી વઢવાડ.
ન્હાના કે મ્હોટાતણી નવ રાખે મર્યાદ;
વ્રજમંડળની ગોપીઓ કરતી બહુ ફરિઆદ.

શ્રીકૃષ્ણચંદ્ર પોતાના ભાઈ બલભદ્રની સાથે ઉછરીને ગોકુલમાં મોટા થતા હતા અને નિત્યનિત્ય નવીનવી લીલાઓવડે કરીને ગોકુલનાં તમામ ગોપગોપીઓને રંજાડતા હતા; તેથી વ્રજમંડળની ગોપીઓ શ્રીયશોદાજીની પાસે આવીને ફરિયાદ કરવા લાગી:—

નંદરાણી તમારો કનૈયો તોફાની—
એને વારજો (૨)

વખતવિના વાછરડાં છોડે,
મહિની ભરેલી મટુકીઓ ફોડે;
પેસી રસોડે, તાવડી તોડે,
ઝાલવા જઉં ત્યારે દડબડ દોડે—એને વારજો.

ઉઘાડે બારણું મારીને લાતો,
ઘરમાં પેસીને ગોરસ ખાતો,
નથી લજાતો, કે ગભરાતો,
લાગ જોઇ છાનો છટકી જાતો—એને વારજો.

માંકલડાંને ઘરમાંહિ ઘાલે,
જોર હમારૂં જરીએ ન ચાલે;
ઓચિંતો આવે, એને જ્યારે ફાવે,
સૂતેલાં બાળકને રોવરાવે—એને વારજો.

ઠામ મુખે માંડી ઘુંટડા પીધા,
પૂઠેથી મેં એને પકડી લીધા;
મારા મોંઢાપર કાજળો કીધો,
હું આંખો ચોળું ને એ નાઠો સીધો—એને વારજો.

"હે યશોદાજી! તમારો કહાનકુંવર ઘણું તોફાન કરે છે, માટે એને વારજો. છાનોમાનો ગમે ત્યારે આવીને વાછરડાંને છોડી જાય છે; રસોડામાં પેસીને તાવડી તોડી જાય છે અને મહિથી ભરેલી મટુકીઓ ફોડી જાય છે. બીજી કહે, "મારા ઘરમાં માંકડાંને ઘા લીને ગોરસ ખવરાવે છે અને ઘોડિયામાં સૂતેલાં બાળકને રોવરાવે છે." વળી ત્રીજી કહે, "આજે તમારો કહાનકુંવર મારા ઘરમાં આવ્યો અને મહિનું ભરેલું ઠામ આખુંને આખું મોંઢે માંડીને પીવા લાગ્યો. હું પાછળથી આવીને જેવી એને ઝાલવા ગઇ, કે મારા મોંઢા ઉપર કોગળો કરી દીધો અને હું આંખો ચોળવા રહી એટલામાં તો એ દોટ મૂકીને નાઠો," ચોથી કહે છેઃ—

"બહુ આડો યશોદા! તમારો કુમાર,
વાટે જાતાં વીતાડે છે અમને અપાર—બહુ.
મૂકી માથે મટુકી નીકળીયે જ્યાં બહાર,
આવે પૂઠેથી લઇને ગોવાળ દશબાર,
મહિ લૂંટે છે રોજ લુંટારાનો સરદાર—બહુ.

વળી અમે માથે મટુકી મૂકીને જેવાં બહાર નીકળીએ છીયે, કે કોણ જાણે ક્યાંથી એ ગોવાળનું ટોળું લઇને આવે છે અને અમારૂં ગોરસ લૂંટી લે છેઃ

નથી કરવા દેતો એ ગોરસનાં વેચાણ,
માર્ગ વચ્ચે ઉભો રહી માગે છે દાણ;
પાલવ ઝાલીને રોકી રાખે ઝાઝીવાર—બહુ.

અમને ગોરસ પૂરૂં વેચવા દેતો નથી અને અમારો પાલવ

પકડીને રસ્તા વચ્ચે અમને રોકે છે." ગોપીઓની આવી ફરિયાદ સાંભળીને શ્રી યશોદાજીએ જવાબ આપ્યો કે—

" ઘેલી ગોપી કહાનુડો મારો ન્હાનું બાળ,
એને માથે મૂકો ના આવાં ખોટાં આળ—ઘેલી.
મારા ઘરમાં શું મહિ ને માખણનો દુકાળ,
બધા ઓળખે અમોને ગોકુળના ગોવાળ,
નથી નીકળ્યો એ બ્હાર હજી છોડી પરસાળ—ઘેલી."

યશોદાજી કહે છે, "મારા ઘરમાં શું મહિમાખણનો તોટો છે, કે મારો કુંવર તમારી પાસે માગે?

તમે એના ઉપર આવાં ખોટાં આળ શા માટે મૂકો છો; એ તો ઘરમાંથી બ્હાર પણ નીકળ્યો નથી! આ પ્રમાણે—

એક રૂપે ઘરમાં રમે, શ્રીયશોદાજી પાસ;
અન્યરૂપે ગોકુલમાં, આપે સહુને ત્રાસ.

**બ્રહ્મલીલા:**

લીલી લીલી વૃંદાવનની કુંજોરે,
આવે ત્યાં ગોવિંદ ગાયો ચારવા.
નાનાં નાનાં વાછરડાં રૂપાળાંરે,
નાના નાના ગોકુળના ગોવાળિયા.
શીંકાંને છડિયો લટકાવી કાંધેરે,
ધીમે ધીમે પાછળ ચાલ્યા આવતા.

કોઈ જોરથી બંને ગાલ ફુલાવીરે,
વાંકી વાંકી શીંગડિયો બજાવતા.

કંઠે પ્હેરી ચણોઠિયોની માળારે,
માથે છે ખોસેલાં પીંછાં મોરનાં.

કાને હાથ દઇને ઉંચા સાદે રે,
લલકારે છે ગીતો ઠંડા પ્હોરનાં.

આવ્યા આવ્યા કાલિંદીને કાંઠેરે,
સુંવાળી વેળુમાં સર્વે ખેલતા;

દીવસ ચઢેલો દીઠો જ્યારે માથેરે,
ભોજન કાજે શીંકાં છોડી મેલતા.

વૃંદાવનની કુંજોમાં ગોવાળીયાની સાથે ગોવિંદ ગાયો ચારવા હંમેશાં આવતા; અને ઘણી વખત વાછરડાંને લીલા ખડવાળા પ્રદેશમાં ચરતાં મુકી દઇને ગોપમંડળની સાથે કાલિંદીને કાંઠે સુંવાળી રેતીમાંજ બેસીને ભોજન કરતા. એ પ્રમાણેઃ—

બેઠા શ્રીહરિ વેળુમાંહિ જમવા ભેગી કરી મંડળી,
નીચું મોં કરી ઘાસ લીલું ચરતી ગાયો ગઈ વેગળી;

શ્રીભગવાન પોતે ગાયોને છુટી મુકીને ગોપમંડળ સાથે ભોજન કરવા બેઠા; એવામાં—

બ્રહ્મા ગૌધન ચોરી ગોપ સહુને અદ્રશ્ય ત્યાંથી થયા,
રાખી અદ્ધર કોળિયો કર મહીં શોધે પ્રભુ નીસર્યા.

આ લાગ સાધીને બ્રહ્મા પોતે ભગવાનનો મહિમા જોવા સારૂ ત્યાંથી તમામ ગાયો તથા વાછરડાંનું હરણ કરીને અદશ્ય થઇ ગયા. આવી રીતે પોતાનું ગૌધન હરાઇ ગયેલું જોઇને ગોપ બાલ બહુ ગભરાવા લાગ્યા; તેથી જેમણે પોતાના ડાબા હાથમાં દહીંભાતનો કોળિયો ધર્યો છે અને આંગળિયોની બેવડોમાં અથાણાં લીધાં છે, એવા ભગવાન ત્યાંથી જમતા જમતા ઉઠીને વાછરડાંની શોધ કરવા સારૂ નીકળી પડયા; એટલે બ્રહ્માએ—

પાછાં એમજ ગોપબાલ સઘળાં માયાપ્રભાવે હર્યાં,
પોતે સર્વ સ્વરૂપ રૂપ ધરિયાં ગૌવત્સ ગોવાળનાં !

પ્રભુ જ્યાં વાછરડાંને શોધવા ચાલ્યા, કે બ્રહ્માએ પોતાની માયા વડે કરીને ત્યાં બેઠેલા તમામ ગોવાળોને પણ અદશ્ય કરી દીધા. હવે માત્ર ભગવાન એકલાજ ત્યાં રહ્યા અને જ્યારે આખા વનમાં તપાસ કરતાં કોઈ પણ સ્થળે વાછરડાં કે ગોપબાલને ન જોયાં, ત્યારે પોતાની યોગદૃષ્ટિથી બ્રહ્માનું કપટ તેમના જાણવામાં આવ્યું; સર્વના સાક્ષીભૂત ભગવાને બ્રહ્માને પણ મોહ પમાડવા સારૂ ગાયો, વાછરડાં અને ગોવાળનાં સ્વરૂપો ધારણ કરી લીધાં; અને પછી—

આપે આપ થકી વિહાર કરતા ચાલ્યા વ્રજાધિપતિ,
એવા નંદનનંદ કૃષ્ણચરણે વંદું સદા પ્રેમથી.

આ પ્રમાણે જેવી રીતે જેટલાં સાધનો અને જેટલા ગોઠિયા સહિત વ્રજમાંથી નીકળ્યા હતા, તેટલાંજ સ્વરૂપ ધારણ કરીને બ્રહ્માનો ગર્વ ઉતારી નાંખ્યો; બ્રહ્માજી ભોંઠા પડી ગયા અને શ્રી ભગવાન પોતે પોતા થકી વિહાર કરતા વ્રજભણી પાછા વળ્યા.

આવત હે ગિરિધારી, ગૈઆં ચારી આવતહે ગિરિધારી.
ખલે કાંબરિયાં, હાથ લકરિયાં, બેન બજાવત સારી–ગૈઆં.
મોર મુગટ પીતાંબર સોહિએ, કુંડલકી છબિ ન્યારી–ગૈઆં.
માત જસોદા કરત આરતી, પુનિ પુનિ જાત બલિહારી–ગૈઆં.



**ધેનુકાસુરવધ:**

મિત્રોની વિનતિથી તાડવનમાં પેઠા લઈ સર્વને,
પાપી ગર્દભ ધેનુકાસુરતણા ઉતારવા ગર્વને;
હાથે પૂગ હલાવી તાડફળનો જ્યાં ગંજ મારી દીધો,
આવ્યો રાક્ષસ ભૂંકતો ઝડપથી ચારે પગે કૂદતો.

એક સમયે પોતાના ગોપ મંડળની ઇચ્છાથી પ્રભુએ તાડવનમાં પ્રવેશ કર્યો અને તાડનાં ઝાડને હાથવતી હલાવી હલાવીને તાડ ફળ પાડવા લાગ્યા, ત્યાં ધેનુકાસુર નામનો રાક્ષસ ચારે પગે કૂદતો આવ્યો; પરંતુઃ—

ઝાલીને પગ તાડ સાથ પટકયો કે મૃત્યુ પામી ગયો,
બીજા કૈંક અસુર ક્રૂર હણિયા એકકે ન બાકી રહ્યો;
કીધું નિર્ભય સ્થાન ગોપ સઘળા રાજી થયાજે થકી,
એવા નંદનનંદ **કૃષ્ણચરણે વંદુ સદા પ્રેમથી.**

જેવો ધેનુકાસુરને પોતાના ભણી આવતો જોયો, કે ભગવાને તેના પગ ઝાલીને તાડની સાથેજ પટકી દીધો. **એની મદદે દોડી આવનારા બીજા અસુરોને પણ એક પછી એક પછાડીને પરલોકમાં પહોંચાડી દીધા અને તે તાડવનને સદાને માટે નિર્ભય કર્યું.**

**નાગદમન:**

કાળો કાલિયનાગ વાસ કરતો કાલિંદીના ધ્રોમહીં,
પ્રાણી સૌ વિષ જ્વાલથી તરફડે મારે ફુંફાટો જહીં;

યમુનાજીના એક ઉંડા ધ્રોમાં મહા ભયંકર કાલિયનાગ રહેતો હતો, કે જેના ઝેરી ફુંફાટાથી આકાશમાં ઉડતાં પક્ષીઓ પણ નીચે પડી તરફડીને મરી જતાં હતાં. આ કાળાનાગથી દૂષિત થએલી કાલિંદીને શુદ્ધ કરવાની યુક્તિ શ્રીભગવાને શોધી કાઢી.

ખેલે કાલિંદીને કાંઠડે—
ગેંદ લઇને ગોપાલ—ખેલે.

રમતાં રમતાં દડો ઉછળીરે, પડયો યમુનાની માંહ્ય;
કાછડોવાળી કદંબે ચઢયા, જળમાં ઝંપલાવ્યું ત્યાંય–ખેલે.
પળમાં પાતાળે જઇ પ્હોંચીયારે, વસે જ્યાં કાળી નાગ;
ઠેલી કમાડ ઉભા રહ્યા, શોધે પેસવાનો લાગ–ખેલે.
કાલિયનાગ પોઢી રહ્યો રે, લે છે નાગણો સંભાળ;
દેખી હરિને લાગી બોલવા, અલ્યા કોનો તું બાળ–ખેલે.
એવાં માબાપ કોણ તાહરાંરે, મૂકયો રઝળતો આમ;
શાને કાજે અહીં આવિયો, તારે કોનું છે કામ–ખેલે.

શ્રી ભગવાન પોતે પોતાના ગોઠિયાઓની સાથે કાલિંદીને કાંઠે ગેંદ ખેલવા લાગ્યા; ત્યાં રમતાં રમતાં દડો ઉછળીને નદીમાં પડયો, એટલે તે લઇ આવવાને નિમિત્તે પોતે પીતાંબરનો કછોટો વાળીને કદંબે ચઢયા અને આંખો મીંચીને યમુનાના અગાધ જળમાં પડયા.

બહાર ઊનારે ઉભેલા ગોપ બાલ તો 'હાં હાં' કરતા રહ્યા અને એ તો પોતે ઠેઠ કાલિય નાગના દ્વાર પાસે પહોંચી ગયા. ત્યાં નાગ તો સુઇ રહ્યો હતો, પણ નાગણો શ્રીહરિને જોઇને પૂછવા લાગી, કે "અલ્યા તું કોણ છે, અને અહીંઆં શા માટે આવ્યો છે? તારૂં નામ શું છે અને તારે કામ કોનું છે?" શ્રી હરિએ જવાબ આપ્યો કે—

"નંદ યશોદાનો બેટડોરે, મારૂં કહાન કુંવર નામ,
જલદી જગાડ તારા નાગને, મારે એનું છે કામ"–ખેલે.

"નથી ઓળખતો મારા નાથને રે, જેની અગ્નિ સમ જ્વાલ.
ફુંકે ઉભો ફાટી જશે, ખૂટયો શું તારો કાળ"–ખેલે.

"બણગાં ફુંકીને બ્હીવરાવશોરે, તેથી હું ના બ્હીનાર,
આયુષ્યની દોરી એના હાથમાં, નથી એ ઘેલીનાર"–ખેલે.

આ પ્રમાણે સામાસામી નાગણો અને નટવર વાદવિવાદ ચલાવી રહ્યાં છે, એટલામાં તો—

નાગ એકાએક જાગિયોરે, જેનાં લાલચોળ નેણ,
આળસ મરડીને બેઠો થયો, માંડી પોતાની ફેણ–ખેલે.
મુખે ફુફાટા મારતોરે, જાણે ઝરતા અંગાર,
ઓચિંતો મારી એક થેકડો, ઉભા માથે મોરાર–ખેલે.
નાથ ઘાલી એના નાકમાંરે, પટકયો ઝાલીને પૂચ્છ,
લાગ્યા શ્રી નટવર નાચવા, મરડી નાંખી એની મૂછ–ખેલે.

નાગણો નમ્ર થઇ વિનવેરે, હ રને જોડી બે હાથ,
દીન જાણીને • દયા કરો, દીનબંધુ દીનાનાથ–ખેલે.
વિનતિ વનિતાની સાંભળીરે, દીધું જીવિતદાન,
મૂકયો નસાડી ત્યાંથી નાગને, એવા શ્રીભગવાન–ખેલે.

નાગ જાગીને ફુફાટા મારતો સામો આવ્યો, કે શ્રીહરિએ સમયસૂચકતા વાપરીને ત્યાંથી ઠેકડો માર્યો. એકદમ તેના મસ્તક ઉપર જઇને ઉભા અને તેના નાકમાં નાથ ઘાલીને નિરાંતે નૃત્ય કરવા લાગ્યા; અંતે નાગણોની વિનતિથી નાગને છોડી મૂકયો આમાં આધ્યાત્મિક દૃષ્ટિથી વિચારીએ તો:—

વિષય વાસના નાગણી, વિષય કાળો નાગ,
માયા કાલિંદીતણું, જળઆવરણ અથાગ.

માયારૂપી કાલિંદીના આવરણરૂપી અગાધ જળની અંદર નિવાસ કરનારો વિષયરૂપી કાળો નાગ વિષયવાસનાઓરૂપી નાગણોની સાથે રહીને મહા અનર્થ કરી રહ્યો છે, અને

માયામાં મન ડૂબતું, વષય ભણી જ્યાં જાય;
વિષય વાસના વિષયને, જગાડતી દેખાય.

મન જ્યાં માયામાં ડુબકી મારીને વિષય ભણી ખેંચાયું, કે વિષયવાસના વિષયને જગાડે છે, પરંતુ—

સંસ્કારી આત્મા કહી, નવ એથી બંધાય,
વિરાગ નાથે નાથીને, રહે મન મગ્ન સદાય !

સંસ્કારી આત્મા તો વિષયને વિરાગ નાથથી નાથે છે અને જીતેન્દ્રિય થઇને હંમેશાં મનમાં મગ્ન રહે છે. સંસારમાં રહેવા છતાં વિષયના ગુલામ બનવાનું નથી, પણ વિષયને જીતીને આપણે ગુલામ બનાવી શકીએ છીએ એ કહેવાનું તાત્પર્ય છે.

**દાવાનલપાન:**

મુંજારણ્ય વિષે હતા ભટકતા ગોવાળ ગાયો લઈ,
સૂનાં ઢોર મૂકી ભળ્યા રમતમાં માઠી વલે ત્યાં થઈ;
ઓચિંતુ સળગી ઉઠયું વન બધું ચોમેર અગ્નિવડે,
ગોવાળો ગભરાય પામી ભય ને ગાયો ઉભી આરડે.

એક વખત પ્રભુ મુંજારણ્યને વિષે ગાયો ચારતા હતા, ત્યાં બધા ગોવાળો ગાયો અને વાછરડાંને સૂનાં મૂકીને રમતમાં ભળ્યા, એટલામાં ચારે બાજુથી એકાએક વન સળગી ઉઠયું. ગોવાળો ગભરાવા લાગ્યા અને ગાયો ઉભી ઉભી આરડવા લાગી. એટલે—

મૃત્યુના મુખમાંથી મુક્ત કરવા આંખો મીંચાવી દીધી,
પોતે પાન કરી દવાનલતણું રક્ષા સહુની કીધી,
જે યોગેશ્વરના અમાપ બળને કોથી મપાતું નથી,
એવા નંદનનંદ કૃષ્ણચરણે વંદુ સદા પ્રેમથી.

ભગવાને તરતજ તે સર્વનાં નેત્ર મીંચાવી દીધાં અને પછી પોતે તે ભયંકર દાવાગ્નિને હથેળીમાં લઇને પી ગયા. આવી અનંત શક્તિવાળા અને જેમના યોગબળને કોઇથી પણ માપી શકાતું નથી, એવા શ્રીકૃષ્ણના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ હો. !

બંસીલીલા:

રાધા રસિક શીરોમણિ, રસિયા નંદ કુમાર,
વૃંદાવનની કુંજમાં, કરતાં વિવિધ વિહાર.

જે બંસીનો નાદ સકલ બ્રહ્માંડ ગજાવે,
જે બંસીનો નાદ યોગીના યોગ તજાવે;
જે બંસીનો નાદ મુનીનાં મૌન મૂકાવે,
જે બંસીનો નાદ વારિ વ્હેતાં સ્થંભાવે.

જે બંસીના નાદથી, વ્રજવનિતા ઘેલી થતી,
તજી કુટુંબ પરિવારને, ફરે પ્રભુને શોધતી.

એવી એ બંસી જે, મધુરા ગાને સૌનાં મન હરતી;
શ્રીહરિ પાસે રહીને, અધર સુધારસ પાન સદા કરતી.
રાધાના અંતરમાં, અનુપમ સુખની અદેખાઇ આવી;
મોહનની માનીતી, એ મોરલીને લીધી ખુંચાવી !

વૃંદાવનની કુંજોમાં શ્રી ભગવાન રાધિકાજીની સાથે અનેક પ્રકારના વિહાર કરી રહ્યા છે, ત્યાં શ્રીહરિની પાસે રહીને હરિના અધરોષ્ઠનું પાન કરતી બંસીને જોઇને રાધાજીના અંતરમાં અદેખાઇ આવી, એટલે મોહનની એ માનીતી મોરલીને શ્રીરાધિકાજીએ ખુંચાવી લીધી. શ્રીકૃષ્ણ હસતા હસતા કહેવા લાગ્યા કે—

" છોડો છોડો રાધે પ્યારી ! એ મોરલી હમારી,
એ મોરલી હમારા, બ્રજુભાનકી દુલારી—છોડો. "

શ્રીકૃષ્ણનાં આ વચનનો રાધાજીએ જવાબ આપ્યો કે—

" નહીં છોડું છોડું હવે કહાન—વેરણ વાંસલડી,
મને સાલે છે શૉક સમાન—વેરણ વાંસલડી.
એવા તીણા સ્વર કાઢે, અને સૂતી જગાડે,
મારા અંગનું ભૂલાવે છે ભાન—વેરણ વાંસલડી.
એ ઉઘાડાં છિદ્રવાળી, ત્હોયે રાખો સંભાળી,
પામે મારાથી અદકાં માન—વેરણ વાંસલડી.
કરી અધરનું પાન, એને આવ્યું છે ગુમાન,
રાત દહાડો કરે છે હેરાન—વેરણ વાંસલડી. "

રાધા કહે છે, " એ મારા સુખની ભાગિયણ મને શૉકની પેઠે સાલે છે, માટે એને નહિ છોડું. " ત્યારે શ્રીહરિ બોલ્યાઃ—

" ઉત્તમ કુળમાં જન્મ તમારો એ જંગલમાં જન્મેલી,
એ છે કાષ્ઠતણો કટકો ને તમે સુવર્ણતણી વેલી;
રસહીન એ અંદરથી પોલી તમે રહ્યાં રસ રેલાવી,
એ મુંગી તમે મધુર ભાષિણી સ્પર્ધા નવ શોભે આવી. "

શ્રીભગવાન કહે છે, " એ બંસીતો જંગલમાં જન્મેલી અને કાષ્ઠનો કટકો છે અને તમે તો ઉત્તમ કુળમાં જન્મેલાં અને સુવર્ણની વેલી છો; એની સાથે તમારી સ્પર્ધા શોભે ખરી ? એ મુંગીતો મારી વગાડી વાગે છે."

હરિની વગાડી વાગતી, નહીં એનો કંઇ દોષ;
મહિમા એ સત્સંગનો, સુણી થયો સંતોષ.

મોરલી બહોત ગુમાનભરી—
તેરી જાતભાત મ જાની, તું જંગલકી લકરી—મોરલી.
જાદિન તનપે છેદ પરાયો, તા દિનસે બિગરી;
વૃંદાવનકી કુંજ ગલનમેં, રાધેસું ઝગરી—મોરલી.
બેઠે સિંહાસન રાજ કરત હૈ, મોહન અધરધરી;
કૃષ્ણદાસ પ્રભુ દાસ કૃષ્ણ કે, સંગતસે સુધરી—મોરલી.

બ્રહ્માંડને ગજાવવાનું સામર્થ્ય કંઇ બંસીમાં નથી પણ બંસીના બજાવનારમાં છે. શ્રી હરિના સંગપ્રતાપથી એનો મહિમા ગવાય છે, એમ સમજીને શ્રી રાધિકાજીનો બંસી પ્રત્યેનો રોષભાવ ટળી ગયો. આપણે પણ એવું સમજી લઇએ કે-

કાષ્ઠ પૂતળિયો નચાવનારો નચાવતો ત્યમ નાચે છે;
હરિ જંત્રી જીવ જંત્ર એમ તેનાંજ વગાડયાં વાગે છે.

**ચીર હરણ:**

સર્વે બાલ કુમારિકા વ્રજતણી આવી યમુના તીરે,
ઇચ્છેલો વર પામવા વ્રત રૂડુ કાત્યાયિનીનું કરે;
મૂર્તિ વેળુતણી બનાવી સતીની પૂજા કરી પ્રેમથી,
નિશ્ચિંતે થઇ નગ્ન સ્નાન કરતી વસ્ત્રો કીનારે મૂકી !

હેમંત ઋતુમાં વ્રજકુમારિકાઓ શ્રીકૃષ્ણને પોતાના પતિ કરવાની અભિલાષાથી યમુનાને તીરે આવીને કાત્યાયિનીનું વ્રત કરતી હતી. રેતીની મૂર્તિ બનાવીને તેને ચંદન પુષ્પાદિ ચઢાવતી હતી, પરંતુ પોતાનાં વસ્ત્ર ફીનારા ઉપર મૂકીને નગ્ન સ્નાન કરતી તે શ્રી ભગવાનને રૂચ્યું નહીં એટલે—

આવ્યા ત્યાં વ્રજરાજ વસ્ત્ર હરીને બેઠા કદંબે ચઢી;
માગે ચીર લજાતી આઝુ મનમાં ભૉંઠી સહુએ પડી.

શ્રીકૃષ્ણ છાનામાના ત્યાં આવ્યા અને ત્યાં પડેલાં તમામ વસ્ત્રો લઇને કદંબના વૃક્ષ ઉપર ચઢી ગયા. આથી સર્વે કુમારિકાઓ છેક ભોંઠી પડી ગઇ અને વસ્ત્ર પાછાં આપવા માટે પ્રભુને વિનવવા લાગીઃ-

" અંબર દે હો મુરારિ—

હમારો અંબર દે હો મુરારિ.

લેકર ચીર કદમ ચઢ બેઠો, મેં જલમેં હું ઉઘારી,
તુમહો બેટે નંદ બાવાકે, મેં વ્રખભાન દુલારી—
કૃષ્ણદાસ ધનધન રાધિકા, તુમ જીતે હમ હારી—
હમારો. "

ગોપીજનોનાં વચન સાંભળીને પ્રભુએ ફરીથી કોઇપણ દિવસ નગ્ન સ્નાન નહીં કરવાની પ્રતિજ્ઞા લેવરાવીને તેમનાં વસ્ત્ર પાછાં આપી દીધાં.

**ગિરિરાજધરણ:**

**જ્યારે મેઘ ઉજાણી કાજ વ્રજમાં ગોવાળ મેળો મળ્યો,**
**પૂજાવ્યો ગિરિરાજ મૂકી પડનો દેવેંદ્રને વેગળો;**

એક વખત તમામ વ્રજવાસીઓ ઇંદ્રિને પ્રસન્ન કરવા સારૂ મેઘ ઉજાણી કરતા હતા. જુની પરંપરાથી ચાલ્યા આવતા આ રિવાજને શ્રીકૃષ્ણે અટકાવ્યો અને ગિરિરાજને પૂજવાની સલાહ આપી; તેથી વ્રજવાસીઓ શ્રીગોવર્ધનની પૂજા કરવાને તૈયાર થયા; એટલે—

ઇંદ્રે કોપ કરી મહા પ્રલયના મેઘો મૂકયા જે છૂટા,
આકાશે ચઢી ગાજવીજ કરતા તૂટી પડયા સામટા.

વ્રજવાસીઓના આ કૃત્યથી ઇંદ્રને કોપ ચઢયો અને તેણે પ્રલય કરનારા મેઘોને વ્રજભૂમિ ઉપર છોડી મૂકયાઃ—

જ્યારે મૂશળધાર વૃષ્ટિ કરતાં જોયું ન પાછું જરી,
તોળ્યો શ્રી ગિરિરાજ વામ કરની અંગુલિ ઉંચી કરી;

શ્રીભગવાને પોતાના વ્રજમંડળની રક્ષા કરવા સારૂ પોતાના ડાબા હાથની આંગળી ઉપર આખા ગોવર્ધન પર્વતને ધારણ કર્યો, એટલે મેઘોએ કરેલી મૂશળધાર વૃષ્ટિ પણ વ્રજભૂમિનો પ્રલય કરી શકી નહીં; આ પ્રમાણે—

ઉતાર્યું અભિમાન સાત દિવસો સુધીજ દેવેંદ્રનું,
એવા નંદનનંદ કૃષ્ણુચરણે સાષ્ટાંગ પ્રેમે નમું.

લાગલાગટ સાત દિવસ સુધી પોતે ગિરિરાજને ધારણ કરી રાખી ઇંદ્રનું અભિમાન ઉતારી નાંખ્યું! ભગવાનનું આવું યોગબળ જોઇને ઇંદ્ર પણ વિસ્મય પામ્યો અને પ્રભુને પ્રણામ કરીને ત્યાંથી ચાલતો થયો.

**( ધૂન )**

જય ગોવિંદ માધવ ગિરિધારી,
કૃ ષ્ણ ચ ર ણ કી બ લિ હા રી.

---

**રાસલીલા:**

આવી જ્યાં રૂડી પૂર્ણિમા શરદની રાત્રી રળિયામણી,
વેણુનાદથી તેડી રાસરસિયે ગોપાંગનાઓ ઘણી;

એમ કરતાં કરતાં જ્યારે શરદ ઋતુની પૂર્ણિમા આવી, ત્યારે રાસ રમવાની ઇચ્છાવાળા ભગવાન વ્રજાંગનાઓને બોલાવવા સારૂ વૃંદાવનમાં ઉભા ઉભા વેણુનાદ કરવા લાગ્યા;

હાંરે વેણુ વાગે રે વેણુ વાગે—
હાંરે ગોપી જનના અંતરનો પ્રેમ જાગેરે—વેણુવાગે.
હાંરે શરદ પૂનમની રાત અજવાળી,
હાંરે વૃંદાવનમાં ઉભા છે વનમાળીરે—વેણુવાગે.
હાંરે ઠંડી લ્હેરો યમુનાંજીની આવે,
હાંરે બ્રહ્મનાદે બ્રહ્માંડને ગજાવેરે—વેણુવાગ.

ભગવાને જ્યાં વેણુ વગાડી, કે ગોપીઓનાં અંતઃકરણમાં ગુપ્ત રહેલો પ્રેમભાવ પ્રકટ થઇ ગયો;

વ્રજ મંડળને ગજાવનારી વેણુ જ્યાં વ્રજમાં વાગી,
વ્રજાંગનાઓ આવી દોડતી કૃષ્ણમાંહિ લગની લાગી.

કોઈ ગાયને દો'તાં દો'તાં, કોઇ બાલને મૂકી રોતાં,
કોઈ લીંપતાં, કોઈ ગુપતાં, ઉઠી ત્યાંથી ઝબકી જાગી—
વ્રજાંગનાઓ.

કોઈ ચૂલાપર દૂધ તપાવે, કોઇ તાજુ માખણુ લઈ તાવે,
કોઇ ઘઉંની ખીર પકાવે, મૂકી તપેલી દઇ આઘી—
વ્રજાંગનાઓ.

કોઈ ન્હાતી ને કોઇ વળી ધોતી, કોઇક દર્પણમાં મુખ જોતી,
કોઈ આંખનું અંજન લ્હોતી, નાઠી છેક થઇને બાઘી—
વ્રજાંગનાઓ.

કોઇ ધણીને ધાન પીરસતી, કોઇ આભૂષણ અવળાં ધરતી,
લેશ કોઇની સ્પૃહા ન કરતી, કામકાજ સઘળાં ત્યાગી—
વ્રજાંગનાઓ.

આ પ્રમાણે ભગવાનના વેણુનાદે વ્રજાંગનાઓનાં ભાન ભૂલાવી દીધાં અને સર્વ પોતાનાં ઘર કામ છોડીને કોઈની પણ સ્પૃહા કર્યા વિના ઉતાવળી ઉતાવળી વૃંદાવનમાં આવી પ્હોંચી.

પિતા, માતા, પતિ, પુત્રો, સંબંધી-સર્વને છોડી,
ઉભી સૌ આવીને પાસે, પ્રભુમાં પ્રીતડી જોડી.
પરાધીનતાની બેડીમાં, રહ્યાં જે ઘેર બંધાઇ,
તજીને પ્રાણ પોતાના, સમાયાં શ્રીહરિમાંહી!

સર્વ ગોપીજનો પોત પોતાના માતાપિતા પતિ પુત્રાદિના સંબંધ છોડીને પ્રભુને શરણે આવ્યાં. જેમને એમ કરતાં તેમના

સંબંધીઓએ અટકાવ્યાં, તેમણે પોતાનાં ખોળિયાંજ ત્યાં રહેવા દઈને પ્રાણ પ્રભુને અર્પણ કરી દીધા; પ્રભુના સ્વરૂપમાં ભળી ગયાં !

દેખી વ્રજાંગનાઓને, મધુરી વાણી બોલતા;
પ્રભુ વાચસ્પતિ પોતે, પ્રેમનો ભેદ ખોલતા.

સર્વ ગોપીજનોને ત્યાં આવેલાં જોઇને પ્રભુ બોલ્યા કે—

" અહો સુંદરીઓ ! આવી અહીં શા સારૂ ?
કહો, શું કરૂં પ્રિય તમારૂં—અહો.
સુણો સુમધ્યમાઓ ઘેલીરે,
રાત્રિ આ ભયની ભરેલી રે;
વળો વ્રજભણી પાછી વ્હેલી રે,
સહુ માનો રે, સત્ય વચન આ મ્હારૂ—કહો.
સહુ સંબંધી મળીને ટોળે રે,
ફરી પૂછે તમોને ખોળે રે;
બહુ અપયશ માથે ઢોળે રે,
હવે જોયું રે, વન પ્રફુલ્લિત આ પ્યારૂં—કહો.
શાણી સતીઓ વ્રજમાં જાઓરે,
રોતાં બાળકને ધવરાવો રે;
 લ્યો પતિસેવાનો લ્હાવો રે,
મન મ્હારૂં રે, નહિ જરી તમથી ન્યારૂં—કહો. "

ભગવાને પૂછ્યું, " હે વ્રજાંગનાઓ ! તમે સર્વ અહીંઆં શા માટે આવ્યાં છો ? આમ રાત્રિની વખતે વનમાં રખડવું એ ઠીક

નથી, માટે પાછાં વ્રજમાં જાઓ; તમારાં સંબંધીઓ તમને શોધતાં હશે. ”

ગોવિંદનાં વચન આ ઉરમાંહી સાલે,
ગોપીજનો સહુ નીચી નજરે નીહાળે;
વિલાં મુખે ચરણથી ભૂમિ ખોતરે છે,
અશ્રુભીનાં નયનને કરથી લૂંછે છે!

ગોવિંદનાં આ વચન ગોપીઓનાં અંતઃકરણમાં શૂળની પેઠે સાલવા લાગ્યાં; ગદ્ગદ્ કંઠે સર્વે પ્રભુને વિનવવા લાગ્યાં.

“ મનમોહનજી ( ૨ )—
આવાં વિપરીત વચન હવે નવ કહીયે.
ઘરબારતજી ( ૨ )—
આવ્યાં તે વ્રજમાં પાછાં કયમ જઇએ.
તમે બંસીનાદ કરી બોલાવ્યાં,
અમે વ્વાસભર્યાં દોડી આવ્યાં;
હવે વચન સુણાવો નવ આવાં—મનમોહનજી.
અમે વિષયભોગ સઘળા છોડી,
તમ ચરણવિષે પ્રીતડી જોડી;
કરો વેશ ઘણા રજની થોડી—મનમોહનજી.
અંતર પ્રેમે પરવશ કીધાં,
ચીતડાં સહુનાં ચોરી લીધાં;
હવે જાય નહિ ડગલાં દીધાં—મનમોહનજી.

અધરામૃત વૃષ્ટિ વરસાવો,
વ્હાલા ! આઝાં નવ તરસાવો;
નટનાગર ! શું નિર્દય થાઓ—મનમોહનજી."

આ પ્રમાણે વ્રજાંગનાઓએ પ્રભુને વિનતિ કરી, એટલે—

સુણી વચન આવાં ગોપીજનનાં હાસ્ય કરતા શ્રીહરિ,
રસરાજ રસિક શીરોમણિએ તરત અમીદૃષ્ટિ કરી;
મધુરા મનોહર દિવ્ય ગાને વન પ્રદેશ ગજાવતા,
ધરી વૈજયંતિમાલ ઉરમાં હોંસથી હરિ મ્હાલતા.

---

આકાશે ભલી ચાંદની ચમકતી વચ્ચે ખીલ્યો ચંદ્રમા,
એવા ગોકુલચંદ્ર ગોપી વચમાં વૃંદાવને શોભતા;
માંડયો રાસ રસેશ્વરે રસિકડી રાધા રીસાઇ જતી,
પોતે એક છતાં અનેક થઇને ખેલી રહ્યા શ્રીપતિ !

આકાશમાં ચાંદનીઓની વચ્ચે ખીલતા ચંદ્રની પેઠે વૃંદાવનમાં ગોપીઓના સમુહથી વીંટાયલા ભગવાન શોભવા લાગ્યા. રસેશ્વરી રાધાને આગળ કરીને રસેશ્વરે રાસનો આરંભ કર્યો, અને પોતે એક છતાં અનેક રૂપ ધારણ કરીને દરેક ગોપીની સાથે રાસમંડળમાં ફરવા લાગ્યા. પુરૂષપ્રકૃતિ સમસ્ત બ્રહ્માંડને ગજવતાં ખેલવા લાગ્યાં.

## રાસ.

અહો ! બ્રહ્મનાદ ગાજે (૨) શો બ્રહ્મનાદ ગાજે
રૂડો રાસ રચ્યો આજે બ્રહ્માંડમાં.
અનેક રૂપે રાચિયે અનંત કોટી અંડમાં—શો બ્રહ્મનાદ.

બીજરૂપે રહી વૃક્ષમાં પિયે ભૂમિરસ સાર;
ભૂતળ દળે ઉંડાં જળે, પણ વસીએ નિરધાર.
દેહ ભૂતમાંહિ દેવરૂપે મનાઇએ,
તેજમાંહિ તત્ત્વ બની તેજમાં સમાઇએ
શૂન્યમાંહી શબ્દે છવાઇએ—શો બ્રહ્મનાદ.

સ્વર્ગે, મૃત્યુ, પાતાળમાં, સ્થળ એવું નહિ કોઇ;
કરીએ ક્રીડા નવ અમે, અણુંમાં પણ અણુ હોય.
અનેક રૂપે રાચિયે, અનંત કોટી અંડમાં—શો બ્રહ્મનાદ.

---

વાગે તાલ મૃદંગ ઝાંઝ ડફ ને વાજીંત્ર વીણા ભલી;
થા થા થા તત થેઇ થેઇ કરતાં નાચે સહુએ મળી.

તાલ, મૃદંગ, ઝાંઝ, ડફ અને વીણા વિગેરે નાના પ્રકારનાં અનેક વાજીંત્ર વાગી રહ્યાં છે અને થેઇ થેઇકાર થઇ રહ્યો છે. એવામાં—

જામ્યો જ્યાં રસ એટલે થઇ ગયા અદૃશ્ય ત્યાંથી હરિ,
તાળીની ઝડિયોમહીં નવ રહ્યું ભાને કશાનું જરી !

જ્યાં રાસની મઝા બરાબર જામી, કે ઓચિંતા પ્રભુ ત્યાંથી અદૃશ્ય થઇ ગયા. કોઇને તેનું ભાન પણ ન રહ્યું !

જેનાં તન્મય ચિત્ત એક પ્રભુમાં બીજું ન દેખે કંઇ,
એવી સૌ વ્રજનાર ઘેલી બનીને શોધે પ્રભુને તહીં;

હમણાં ગુંચાયેલાં ઝાંઝર મ્હારાં,
હળવે રહીને હરિયે હાથે સુધાર્યાં;
હમણાં અંજન મ્હારી આંખનું લ્હોતો,
ગાલે ઘસી સામું જોતો રે—નંદજીનો દુલારો.

હમણાં ઉંચા સ્વરે ગીત ગવરાવ્યાં,
પ્રેમ સાગરમાં અમને નવરાવ્યાં;
હમણાં ઉભો ઉભો તંબોળ ચાવે,
વળી અર્ધાં અમને ચવરાવે રે—નંદજીનો દુલારો.

ઉન્માદે ચઢી કોઇ કૃષ્ણ રૂપની લીલા બતાવે કરી,
પૂછે કો 'વન વૃક્ષ વેલ સહુને, " દીઠા તમે શ્રી હરિ ? "

ભગવાનને રાસમંડળમાંથી અદશ્ય થએલા જોઇને વિરહઘેલી ગોપીઓ વૃંદાવનમાં ફરી ફરીને શોધવા લાગી, વૃક્ષો અને વન-લતાઓને પણ પૂછવા લાગી.

" હાંરે કોઇ અમને બતાવોરે, કૃષ્ણ કામણગારો—
હાંરે કોઇ અમને મીલાવોરે, નંદજીનો દુલારો.

હમણાં બાંધી મારી વેણી છૂટેલી,
સાંધી મોતીતણી સેર તૂટેલી;
હમણાં નથની મારા નાકમાં ઘાલી,
હસિયો દઇ હાથમાં તાળીરે—નંદજીનો દુલારો.

હમણાં મારે માથે દામણી બાંધી,
હમણાં છૂટી કટી મેખલા સાંધી;
હમણાં સાડીની કોર સમારી—
કયાં ગયો કુંજવિહારી રે !—નંદજીનો દુલારો.

આ પ્રમાણે સર્વ વ્રજાંગનાઓ પોતાનો પ્રત્યક્ષ અનુભવ કહીને વૃંદાવનની કુંજોમાં ઠામ ઠામ ફરીને પ્રભુને શોધવા લાગી. આંખોમાં ચોધાર અશ્રુ આણીને રોવા લાગી; અંતે—

અશ્રુપાત કરી કરી નયનમાં અશ્રુ રહ્યાં ના જરી,
દેવા દર્શન શ્રી દયાનિધિ વળી આવી ઉભા ત્યાં ફરી !
ગાતાં યુગલ ગીત કુંજવનમાં પંખી પશુઓ સહુ,
એવા નંદનનંદ કૃષ્ણચરણે સાષ્ટાંગ પ્રેમે નમું !

ગોપીઓએ અશ્રુપાત કરી કરીને આંખો કુલાવી દીધી અને વિરહ તાપથી અંતર બળીને ખાખ થઈ ગયું, ત્યારે કરૂણાનિધિ શ્રીકૃષ્ણ પાછા ત્યાં પ્રકટ થયા ! દિવ્ય પ્રેમ હંમેશાં વિરહ દશામાંજ પોષાય છે, એટલે આપણા અંતઃકરણમાં પણ ભગવાન પ્રત્યે એવોજ ભક્તિભાવ પ્રકટ થાય તો આપણને પણ પ્રભુ દર્શન આપે. બાકી તો—

**મુખાકૃતિ નવ ભાસતી, મલિન દર્પણ માંહ્ય;**
**મનની નિર્મળતા વિના, શ્રીહરિ નવ દેખાય.**

જેમ મલિન દર્પણમાં પ્રતિબિંબ દેખાતું નથી, તેમ કામ

ક્રોધ, લોભ અને જુઠ પ્રપંચાદિથી છવાયલાં મલિન અંતઃકરણમાં પણ ભગવાનનાં દર્શન ક્યાંથી થાય ?

દર્શકાજ નયનો તપે, વચન સુણવા કાન;
મળવાને અંતર તપે, તો દૂર નથી ભગવાન.

રાત દિવસ પ્રભુનાં દર્શનને માટે નયનો તલસતાં હોય, કથા શ્રવણ કરવાને કાન તલસતા હોય અને મળવાને અંતર તલસતું હોય, તો ભગવાન કાંઈ વેગળા નથી, પોતાની પાસેજ છે.

( ધૂન ).

જય શ્રી કૃષ્ણ, જય શ્રી કૃષ્ણ;
હરિજન સૌને, જય શ્રી કૃષ્ણ.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

સમાપ્ત.

